શ્રી

॥ शरीरमाद्यं खलु धर्मसाधनम् ॥

**શ્રી મારૂતિ એમેચ્યોઅર્સ ડ્રામેટિક ક્લબ**

સગરામપુરા—સુરત.

# 'પરિવર્તન'

## યાને 'રંકુ-વિજય'

નામક નાટય પ્રયોગનો ટુંકસાર તથા ગાયનો.

લેખક:—રમાશંકર ઘેલાભાઈ જોષી.

રાજ-હઠ (ભારત વીર) વીર રાવળ, વિપિનચંદ્ર વિ.ના લેખક.



—:પ્રકાશકો:—

નરહરિશંકર ભગવાનજી જોષી.

ઠાકોરભાઈ ગુલાબભાઈ દેસાઈ.

વ્યવસ્થાપક-શ્રી મારૂતિ એ. ડ્રા. ક્લબ.

સગરામપુરા—સુરત.

મૂલ્ય ૦—૩—૦

श्री

॥ शरीरमाद्यं खलु धर्मसाधनम् ॥

'શ્રી મારૂતિ ઍમેચ્યોઅર્સ ડ્રામેટિક ક્લબ'

સગરામપુરા—સુરત.

# 'પરિવર્તન'

# યાને 'રંક-વિજય'

નામક નાટ્ય પ્રયોગનો ટુંકસાર તથા ગાયનો.


લેખકઃ—રમાશંકર ઘેલાભાઈ જોષી.

રાજ-હઠ (ભારત વીર) વીર રાવળ, ત્રિપનચક્ર વિ.ના લેખક.



—:પ્રકાશકો:—

નરહરિશંકર ભગવાનજી જોષી.

ઠાકોરભાઇ ગુલાબભાઇ દેશાઈ.

વ્યવસ્થાપક-શ્રી મારૂતિ ઍ. ડ્રા. ક્લબ.

સગરામપુરા—સુરત.


મૂલ્ય ૦—૩—૦

# લેખકના બે બોલ.

---

લુંટી લીધા લાખ, લાખો કૈં ભેગા કરી
દીન બંધુને કાજ, પાઈ એક ન વાપરી.
લક્ષ્મી નહિ પાષાણ, ધનવાનો ના નીચ એ
ઇશ સૃષ્ટિમાં આજ કંટક વેરે તે ખરે.

'સમાજના સમાનતા અને સ્વાતંત્ર્ય એ બે મુખ્ય ચક્ર છે કે જે વડે સમાજરથ સીધો અને સરળ ચાલી શકે છે. છતાં લક્ષ્મીના મદમાં અંધ બની ઇશ્વરી ન્યાય ભૂલી જઇ જ્યારે મનુષ્ય પોતાનો સ્વાર્થ સાધવા તૈયાર થાય છે ત્યારે તે એક રાક્ષસ કરતાં પણ વધુ ભયંકર બને છે. સમાજમાં હડધૂત થતાં પોતાની પ્રચંડ ત્રુટિનું જ્યારે તેને ભાન થાય છે ત્યારે તે પસ્તાવાના ઉંડા ગર્તમાં પડી જાય છે. કિંતુ અફ્સોસ! ભુતકાળનાં વર્તનો એટલાં બધાં ભયંકર રીતે તેની સમક્ષ એક પછી એક ખડાં થાય છે કે તેને હવે શું કરવું તેની સુઝ પડતી નથી. નથી અવકાશ રહેતો હૃદય શુદ્ધિનો કે નથી માનસ બનતું સદ્‌બુદ્ધિનું. પરિણામે જીવન અધોગતિ અને મરણ પણ અકુદરતી. જ્યારે બીજી બાજુએ લાખોની થપ્પીઓને ઠોકરે મારી પોતાના દીનબંધુનું કલ્યાણ કરવા તેને ધનવાનોની ગુલામીમાંથી સદાને માટે સ્વતંત્ર કરવા અહોનિશ પોતાના સર્વસ્વના ભોગે પ્રયત્ન કરવા જ્યારે મનુષ્ય કમર કસે છે ત્યારે તેના માર્ગમાં તેઓ વડે વેરાતાં તીક્ષ્ણ કંટકો એના

આત્મબળ રૂપિ વાયુથી તરતજ વીખરાઈ જાય છે. એનો જીવનપંથ સરળ અને સુંવાળો બની જાય છે. ટુંકાણમાં તેને આ પૃથ્વી સ્વર્ગ સમી થઈ પડે છે અને એજ સ્વર્ગીય સુખોની દિવ્ય લ્હાણુ તે પોતાના બંધુઓને પણ અપાવે છે. અસ્તુ.

ઉપરના ધ્યેયથી આલેખાયલો પ્રસ્તુત નાટય પ્રયોગ સહસ્ત્રો ભૂલોથી ભરપુર હશે કારણ કે 'કપાળે કપાળે જુદી મતિ' એ ન્યાયે પ્રત્યેકના વિચારો પ્રત્યેક બાબતમાં એક સમાન નથી હોઇ શકતા. કિંતુ ધ્યેય તો એકજ હોય એ સ્વાભાવિક છે. તો આશા રાખવામાં આવે છે કે સમાજ 'હંસ ક્ષીરવૃત્તિ ગ્રાહી' બની પ્રસ્તુત પ્રયોગમાં થએલી અને થતી ભૂલો તરફ ક્ષમાની દૃષ્ટિથી નિહાળે. અસ્તુ.

**રમાશંકર ઘેલાભાઈ જોષી.**

કાર્તિક શુકલ (૫) શનિવાર

સં. ૧૯૮૮



# 'પ્રસ્તાવના'

'શ્રી મારૂતી એમેચ્યુઅર્સ ડ્રામેટીક કલબ' 'સગરામપુરા હિંદુ જીમખાના' ને આર્થીક મદદ કરવા સ્થાપવામાં આવેલી છે. સને ૧૯૨૯ માં અમોએ અમારા કેટલાક ઉત્સાહી બંધુઓના સહકારથી 'રાજહઠ' નામક ઐતિહાસિક નાટ્ય પ્રયોગ સુરતની જનતા સમક્ષ રજુ કર્યો હતો જેમાં અમો યથાશક્તિ સફળ થયા હતા. જેથી ઉત્સાહિ બની આ અમારો નવિન 'સામાજિક નાટ્ય પ્રયોગ' અમોએ જનતા સમક્ષ મૂકવા કમર કસી છે, આ કાર્ય માટે અમો અમારી કલબના સર્વે ઉત્સાહિ સભ્યો તથા સહાયકોને અંતઃકરણ પૂર્વક અભિનંદન આપીએ છીએ.

આર્થિક મંદીના પરિણામે કોઈ પણ સંસ્થા નીભાવવી કેટલી મુશ્કેલ છે એ તો વિવિધ સંસ્થાના સંચાલકોને પુરતી ખબર હશેજ. છતાં ઉપરોક્ત સંસ્થા અમો સરળતાથી નીભાવતા આવ્યા છીએ એ માટે અમો પરમકૃપાળુ પરમાત્માનો આ સ્થળે ઉપકાર માનીએ છીએ. તે સાથે જનતાને પણ વિનતિ કરીએ છીએ કે તેઓ અમોને અમારા આવા પ્રયોગોને ઉત્તેજન આપી મદદ કરશે એવી શુભાશા છે. અસ્તુ.

લી. સેવકો.

**નરહરિશંકર ભગવાનજી જોષી.**

**ઠાકોરભાઇ ગુલાબભાઇ દેસાઈ.**

સંયુક્ત વ્યવસ્થાપકો.

**શ્રી મા. એ. ડ્રા. કલબ–સગરામપુરા–સુરત.**

# શ્રી 'પરિવર્તન' યાને 'રંક-વિજય'

## નામક નાટ્ય પ્રયોગનાં પાત્રો.

શામળદાસ—એક મીલમાલીક
બંસીલાલ—તેનો સ્વાર્થી મેનેજર.
પ્રણય—શામળદાસનો પુત્ર—આદર્શ યુવાન.
ચંદ્રકાન્ત—એક મીલમજુર.
આઝાદ—બંસીનો નોકર.
મોજીલાલ—બંસીનો સ્વાર્થી મિત્ર.
સનાતન—મોજીનો ભત્રિજો.
મહેબુબખાન—ફોજદાર.
અમર—એક આદર્શ બાળ-વીર.

એ સિવાય ન્યાયાધીશ, શેઠો, મીલમજુરો, ખેડુતો વિગેરે.

## સ્ત્રી પાત્રો.

કળા—શામળદાસની પુત્રી.
પ્રભા—બંસીલાલની પુત્રી-ભારત આદ્યશક્તિ.
સુરભી—મોજીની મોજીલી સ્ત્રી.
આર્યા—સુરભીની ભાણેજ.

એ સિવાય વિધવા, સખીઓ, વિગેરે.

સ્થળ—ચંદ્રપુર અને તેની આજુબાજુનો પ્રદેશ.

---

# ટુંક સાર.

## અંક ૧ લો.

**પ્રવેશ ૧ લો. શામળ કોટેજ**–કળાની સોળમી વર્ષગાંઠ નીમીત્તે મેળાવડો, સાથે સાથે બંસીલાલની પુત્રી પ્રભા સાથે પ્રણયનું વેવીશાળ થવું જેથી આનંદનો અતિરેક, મિલનો એક મજુર કે જેણે મીલમાં પોતાનો જીવ ખોયો હતો તેની વિધવા પોતાના બાળક સાથે તેના વિદ્યાભ્યાસ માટે મદદ મેળવવા આવે છે. શામળદાસનું બંસીની સલાહથી મદદ આપવા સાફ ના પાડવી. કળાનું ગરિબને મદદ કરવી એ શ્રીમંતોનો ધર્મ છે એ ઉપર સુંદર વિવેચન. છતાં શલ્ય હૃદયી શામળદાસનું ન પીગળવું. આખરે શ્રીમંતો પર ફીટકાર વરસાવતી વિધવાનો આપઘાત.

### ટેબ્લો.

---

**પ્રવેશ ૨ જો. મોજી-આવાસ.** બંસીના કુટીલ સાથી મોજીના જમાનાના રંગ વિષેના ઉદગારો "મોજ" એજ જેનો જીવન મંત્ર છે એવી મોજીની નવી પરણેતર સુરભિનો પ્રવેશ. સુરભી–મોજી મોજ. બંસીનું આગમન. શામળદાસનું સર્વસ્વ હોઇઆં કરવાની ઇચ્છા રાખનાર બંસીનું મોજી સાથે કપટ યંત્ર. સત્ય હૃદયી સનાતનની અંગ્રેજ કવિઓની ખુબીની પ્રશંસા કરવી. બંસી–મોજીનું જવું. આર્યાનુ આગમન–સનાતન આર્યા પ્રણયાંકુર.

**પ્રવેશ ૩ જો.** મિલનું ચોગાન–'મજુરી થોડી ને મહેનત વધારે' હોવાના સબબે અને શેઠ શામળદાસ તેમની માંગણી પર કાંઇ પણ

લક્ષ ન આપતાં હોવાને સબબે મિલમજુરોએ ચંદ્રકાંતની આગેવાની હેઠળ સભા ભરી તેમની યોગ્ય માગણી ન સ્વીકારાય ત્યાં સુધી કામ પર ન ચઢવું એવો ઠરાવ કરવો. પ્રણયનું વચ્ચે પડી પોતાના પિતાને યોગ્ય નિવેડો કરી આપવા સમજાવવા વચન આપી ઠરાવ મુલતવી રખાવવો અચાનક બંસી મોજી, આઝાદનું આવવું. મજુરોને ભેગા થયલા જોઇ ચીડાવું જુલ્મ કરવા તૈયાર થવું. પ્રણયનું વચ્ચે પડવું. તવંગરોની તુમાખી અને ગરીબોના હક વિષે પ્રણય બંસીનો ભયંકર વાદવિવાદ. બંસીનું ચીડાવું. મોજીને પ્રણયને દુર કરવા ધક્કો મારવા હુકમ કરવો. ચંદ્રકાંત વચ્ચે પડી મોજીને ગભડાવવો. ખીજવાયલા મોજીએ ચંદ્રકાંત પર ગોળીબાર કરવો. ચંદ્રકાંત ઘાયલ.

**ટેબ્લો.**

---

**પ્રવેશ ૪ થો.** શામળદાસના બંગલાનો એક ભાગ— સ્વદેશી કારીગીરીને ઉત્તેજન આપવા મિલમાલીકોની મંત્રણા. શામળદાસે બંસીની સલાહથી સ્વદેશીને ઉત્તેજન આપવા ના પાડવી. પ્રણયનું સ્વદેશીની તરફેણમાં આકર્ષક નિવેદન સ્વાર્થ ભોગી પિતા અને પરમાર્થ ભોગી પુત્ર વચ્ચે સ્વાર્થ અને સમાનતાના ઉદગારો. શામળદાસનું ચીઢાવું. પ્રણયનો ગરિબોની સ્થિતિ સુધારવા ગૃહત્યાગ.

**પ્રવેશ ૫ મો.** બંસી મહાલયનો બગીચો—આર્યવામાના સમાજમા સ્થાન વિષે પ્રભાનો સખીઓ સાથ વાદવિવાદ-કળાનું આગમન. પ્રણયના ગૃહત્યાગ અને બસીની કુટીલતા વિષે પ્રભા સમક્ષ

નિવેદન. પ્રભાનો દેશસેવામાં પોતાનો ફાળો આપવો એવો નિશ્ચય. કળા સાથે જવા તૈયાર થવું. બંસીથી અટકાવ.

**પ્રવેશ ૬ ઠ્ઠો. મોજી આવાસ**–જોબરનું સ્થાન તથા પુત્ર પ્રાપ્તિની ખુશાલીમાં ઉન્મત બનેલા મોજીના લવારા આર્યાનુ આગમન-મોજીનું આર્યા પર આશક પડવું. સનાતનનું જોઇ જવું. સુરભિને તેડી લાવી મોજીની ફજેતી કરાવવી.

**પ્રવેશ ૭ મો. જંગલ.** પિતૃગૃહ ત્યાગી **પ્રણય** જંગલમાં ઝુંપડી બાંધી ખેડુતોને કેળવી રહ્યો છે. કળા–ચંદ્રકાંતનું આગમન. બંસીનું મહેબુબ–આઝાદ સહ આગમન. બંસીનું ઉશ્કેરાવું. આઝાદને ચંદ્રકાંતને કેદ કરવા હુકમ કરવો. શુદ્ધ ઇસ્લામ તરીકે આઝાદે આ નીચ હુકમનો અનાદર કરી બંસીની નોકરી છોડી દેવી બંસી–ચંદ્રકાંત વચ્ચે પૈસાદારોના સ્વાર્થ અને ગરિબોની અમીરી વચ્ચે ભયંકર વાદવિવાદ. બંસીનું ચીઢાવું. ચંદ્રકાંતને કેદ કરવા હુકમકરવો. ખેડુતોનું વચ્ચે પડવું. શાંત હૃદયે ખેડુતોને સમજાવી એક 'વીર' તરીકે ચંદ્રકાંતે પરહેજ થવું.

**ટેબ્લો.**

**સીન ડ્રોપ.**

---

# અંક ૨ જો.

**પ્રવેશ ૧ લો.** ચંદ્રકાંત પકડાવાથી તેને ગમે તે પ્રયત્ને છોડાવવા ખેડુતોનો નિશ્ચય. કેદખાના પર હલ્લાની તૈયારી. કળાનું આવી પહોંચવું. ખેડુતોને શાંત કરવા. આખરે કળાએ આઝાદ સાથે બંસી પાસે જઈ ચંદ્રકાંતને છોડાવવા મદદ માગવા જવું.

**પ્રવેશ ૨ જો. બંસી આવાસ**–પ્રણય કળા ચાલ્યા જવાથી શેઠના ઘાટ ઘડી તેની અઢળક સંપત્તિના માલીક થવાની બંસીની મહેચ્છા મોજી સાથે કાવાદાવા કરવા. પ્રભાનું બંસીને આ કાર્યથી દુર રહેવા સમજાવવું. સંતાન વિયોગે ઝુરતા શામળદાસનુ આવવું. બંસીને પોતાના બચ્ચાં શોધી લાવવા કહેવું. બંસીએ શેઠને શાંત પાડી મોજી સાથે રવાના કરવા. કળાનું આગમન. બંસીને ચંદ્રકાંતને છુટો કરવા મદદ માગવી. બંસીએ કળા પોતાની થાય તો મદદ કરવા કહેવું. કળાનો ઇન્કાર. બંસીનું જુલ્મ કરવા જવું. આઝાદથી અટકાયત. આઝાદ બંસીયુદ્ધ. બંસીનું આઝાદને મારવા જવું. પ્રભાથી બચાવ.

**ટેબ્લો.**

---

**પ્રવેશ–૩ જો–મોજીનું મકાન** સનાતનના પોતાના કાકાના જીવન વીષે ઉદ્‌ગારો. "મોજીનું આગમન." કાકા ભત્રીજા વચ્ચે ગુલામી સ્વતંત્રતા વિષે વિતંડાવાદ. બંસીનું આગમન. શેઠનો ઘાટ ઘડવા મોજીને કહેવું. મોજીએ પાછા પડવું. બંસીનું શેઠનું ખુન કરવા જવા જાતે તૈયાર

થવું. મોજીને મહેબુબની મદદ મેળવવા મોકલવો. સુરભિનું આગમન બંસી સુરભિ મોજ. છુપાઇ ગયલા સનાતનનું આ સર્વ દ્રશ્ય જોવું.

**પ્રવેશ-૪ થો. શામળ કોટેજ**-પોતાની કરેલી ભૂલ માટે શામળનો પશ્ચાતાપ. પ્રભાનું શેઠને સાંત્વન કરવા આવવું. સનાતનનું આગમન અને બંસીની ગોઠવણ પ્રભાને કહેવી. પ્રણય-કળાનું છુપા વેષમાં ભિક્ષાર્થે આગમન. પ્રભા સનાતનનું છુપાવું. શામળદાસે પોતાના સંતાનોને શોધી લાવવાની શરતે જે ઇચ્છે તે આપવા કબુલ થવું. શામળનું નિંદ્રાધીન થવું. પ્રભાએ પ્રણયને ઓળખી લેતાં શેઠની જીંદગી જોખમમાં હોવાની વાત તેને કહેવી. પ્રણયે-સનાતન-સિવાય સર્વને રવાના કરવા. બંસીનુ ખૂન કરવા આગમન. પ્રણયથી બચાવ-ગોઠવણ મુજબ ખૂનનો આરોપ પ્રણયપર ઢોળી કાઢી તેને કેદ કરવો-સનાતનથી અટકાવ પરંતુ બંસીથી પાછા પડવું.

## ટેબ્લો.

---

**પ્રવેશ-૫ મો-સુરભિનો ખાનગી આવાસઃ**-સુરભિ આર્યાનો વ્યભિચાર અને પતિવ્રત્ય પરવિતંડાવાદ. સુરભિનું ચીડાવું. આર્યાને ઘરબહાર કાઢી મુકવી. સનાતનનું વચ્ચે પડવું. શુરભિના સ્ત્રી ચરિત્રના પ્રભાવે મોજીએ સનાતન આર્યા બંનેને કાઢી મુકવા. મોજી સુરભિ-મોજ.

**પ્રવેશ-૬ ઠ્ઠો બંસી આવાસ:**—પ્રભાનો પોતાના પિતાને સુધારવાનો ક્યાં તો નાશ કરવાનો નિશ્ચય. સનાતનનું આગમન. પ્રણુય કેદ થવાના સમાચાર આપવા. પ્રભાનું ખીજવાવું. બંસીનું આગમન. પિતાપુત્રીનું ભયંકર વાગ્યુદ્ધ. બંસીએ પ્રભાનું ખૂન કરવા જવું. અચાનક મોજીનું આવવું. શેઠ બંગલામાંથી ભાગી ગયા છે તે સમાચાર કહેવા. પ્રભાને મોજીના કબજામાં સોંપી બંસીનું શેઠને ખોળી કાઢવા જવું. મોજીને સપડાવી પ્રભાનું ચાલ્યા જવું.

**પ્રવેશ-૭-કેદખાનું:**—ચંદ્રકાંતને છોડવવા આવેલા ખેડુતો પર બંસીનો અત્યાચાર. અમરનો બંસીને જવાબ.

**" અમ ભોળાં ભલાં હૃદયો તણા અમી આજ પીવાયાં,**
**ફુંકી કરડ્યા અમોને આજ ભયંકર વીષડાં પાયાં. "**

ખેડુતોને કેદ કરવા. પ્રણુય-ચંદ્રકાંતને પોતાના પક્ષમાં મળી જઇ મહારાજા વસંતકુમારનું કાટલું કાઢી પ્રણુયને રાજ્યાભિષેક તથા ચંદ્રકાંતને મિલમાલીક બનાવવા બંસીએ બંને યુવાનોને લલચાવવા. ચંદ્રકાંતનો જવાબ.

**"તમારાં ન્યાયના સુત્રો, હમોથી ક્યાં અજાણ્યાં છે**
**તમારા નિતીને ધર્મો, હમોથી ક્યાં અજાણ્યાં છે**
**તમારા હેતના ટુકડા, હમો પર ક્યાં વધાવી દો**
**ગુમાવો ના તમારૂં સૌ, તમે એ જાળવી રાખો"**

બંસીનુ ખીજવાવું અને બે કલાક વિચાર કરવાની મુદત આપી ચાલ્યા જવું. પ્રભા—આઝાદનું આગમન. આઝાદનો પોશાક ચંદ્રકાન્તને પહેરાવી તેને છુટો કરવો. ચંદ્રકાંતને બદલે આઝાદને જોતાં બંસીનું ખીજવાવું. આઝાદનુ ખૂન કરવું. આઝાદના અંતઃ કાળના શબ્દો.

"કરવું અહીં ભરવું અહીં, એ ન્યાય જગ વિખ્યાત છે.
પાપી તણા આ હૃદયમાં, નિશદિન પશ્ચાતાપ છે"

## સીન ડ્રોપ



# અંક ૩ જો

**પ્રવેશ ૧ લો પહાડ**–ચંદ્રકાંત નાશી છુટવાથી ક્રોધિત થયલા બંસીએ પ્રણયને પહાડમાંથી પત્થર ખોદવાની સજા ફરમાવી છે. પ્રણયના આત્મોદ્ગારો. પ્રભા કળાનુ આગમન. કળાનું પોતાના બંધુની આ સ્થિતિ જોનાં શોકગામી થવું. પ્રણુયનુ શાંત્વન શામળદાસ શેઠનું આગમન. પ્રણુય કળા પાસે પોતાના કર્તવ્યની માફી માગવી. બંસીનુ આગમન. શામળ–બંસી ભયંકર વાદવિવાદ. શામળનું બંસીએ ખૂન કરવા જવું. શામળના ઉદ્દગારો.

**"ભલો ભલાઈ ના તજે ના ગુમાવે નૂર**
**હીરા મુખથી ના વદે લાખ અમારૂં મૂલ."**

સર્વે પર જુલ્મ. ચંદ્રકાંતનું છુપા વેષમાં આગમન. બંસીનું સપડાવું કિંતુ યુક્તિથી નાશી છુટવું.

**ટેબ્લો.**

---

**પ્રવેશ–૨ જો:—મોજી આવાસ:**—સુરભિ મોજી હિંદની મુસાફરી કરી પાછા ફર્યા. સુરભિની નવીન ઇચ્છા મોટર સાઇકલ. મોજીનું સાઇકલ પર ભાષણ. સુરભિ હઠ. મોજીનું બંસીને મળી પૈસાની

ગોઠવણુ કરવા જવું. ગભરાયલા બંસીનું આગમન. સુરભિનું શાંત્વન. બંસીનો શ્રમ ઉતારવા વ્હિસકીનું ગ્લાસ સુરભિએ પાવા જવું. મોજીનું પાછા ફરવું. સુરભિ બંસીનું આ સ્થિતિમાં જોતાં ગુસ્સે થવું. બંસી-મોજી યુદ્ધ-મોજીનું સપડાવું. સનાતનથી બચાવ. સુરભિને માફી. કોર્ટનો સાક્ષી સમન્સ આવવાથી સનાતન આર્યાનો હસ્તમેળાપ કરાવી થરથરતા મોજીનું જવું. સુરભિનું જીવન પરિવર્તન.

**પ્રવેશ ૩ જો કોર્ટ:**—પ્રણય-ચંદ્રકાંતનો કેસ ચાલવો. ચંદ્રકાંતનું જાતે હાજર થવું. નજરે જોનાર સનાતનની સાક્ષીને વધુ સાબીતી નજરે જોનારની ન મળવાથી ન્યાયાધિશે પ્રણય ચંદ્રકાંતને સજા કરવા તૈયાર થવું. કિંતુ પ્રભા-કળાને શામળદાસની સાક્ષી સાંભળતાં બંસીનું સપડાવું. મોજીનું ફરી જવું. ન્યાયાધિશે મોજીને માફી આપવી. બંસી મહેબુબને સજા કરવા જવું. બંસીનું તોફાન. મોજીનું ખૂન કરી કોર્ટમાંથી પલાયન—

**પ્રવેશ-૪ થો-મોજીનો આવાસ:**—મોજીના મરણથી શોકગામી થયલી સુરભિનો બંસી પર વેર લેવાનો નિશ્ચય. **સનાતન**—આર્યાનુ સાંત્વન. સનાતનને મોજી સ્થાને પ્રણયકુમારે નીમવો. અચાનક સુરભિનું ગાંડા થઇ નાશી છુટવું. બધાનું તેની પાછળ પડવું.

**પ્રવેશ ૫ મો-મેદાન** બંસીનું જીવન પરિવર્તન અને પશ્ચાતાપ. મજુરોએ બંસીને આ સ્થિતિમાં જોતા સતાવવો. સામળદાસથી બચાવ. સુરબીનું આગમન. બંસીને મારી નાંખી જાતે મરી જવું. પ્રણયની શામળદાસને પોતાના મિલમજુરોમાં નફાનો અર્ધો ભાગ પગાર ઉપરાંત વ્હેંચી આપવા માટે માગણી કરવી. શામળદાસનું કબુલ થવું. અંતે આનંદ.

શ્રીરસ્તુ— —કલ્યાણુ મસ્તુ— —શ્રીરસ્તુ.



શ્રી

# [illegible] વિજય

## નામક નાટકનાં ગાયનો.

મંગળાચરણ:—

તું હિ કિરતાર અકળ તુજ કૃતિ રૂડી.
આત્મ અમારે જ્યોતિ શી પ્રકટી—તું હિ.
ભવબંધનમાં બંધાતા
અજ્ઞાની અંધ સમ અથડાતા.
અમ મુક્તિના માર્ગો દાતા
સ્વાતંત્ર્યે રંગભર રંગાતા—તું હિ.

બાળીકાઓ:— -૧-

હેતુ અમારો આજ દીનોને તારવા
[illegible]વાન માન સાન ઠેકાણું લાવવા.
રંકને ધનિક ભેદ અવનિમાં ન જોઈએ
કંપે સહુ સોહીએ ન કર્મ ભ્રષ્ટ થઈએ.

[illegible]ને પરમાર્થ સહુ એકરૂપ થાય જ્યાં
[illegible] પૂજાય જ્યાં વીરલા સુહાય ત્યાં.
ભારતની દિવ્યતાના ગાનો [illegible] ત્યાં.
ભારતી પૂજાય જ્યાં જયજયકાર ત્યાં.

—૨—

કર્મભૂમિ આ જીવનની દિવ્ય મનુજ અવતાર
ત્રિગુણ જન્મ મટાડવા ચર સમાનતા સંસ્કાર
વિભુવરની ભેટના ના રાખશો ગુમાન
ચંચળ રહી લક્ષ્મી શાણુ ના ધરો અભિમાન
વૈભવને વિલાસ શાણા ના સદા ટકનારા
રંગના તરંગ ભંગ દુરનિશે થનારા.
ઉદય અસ્ત ન્યાયે નિશ્ચે સર્વે જનારા
જેહના પ્રતાપે શાણા આપની દશા આ
તેહના પ્રભાવને ઉપકારથી સોહાવવા
શરણ દિયો અશરણને ૠણ મુક્ત થાવા—

સુરભી:— —૩—

હાંરે મારા યારો મારી જાગતી જુવાનીને વિચારો.
નાજુક બદન પર સુંદર તન પર

થઇ રહયો છે બહુ સુધારો.

આ વેલી કેવી કાજ બની ઘેલી અલબેલી

વલવલતી બહુ અંગે.

ઇચ્છે રીઝવવા સ્વામીને સંગે

સ્વામી ભળે ના સંગે.

એ છે કેવો કુદરતને ધારો

મળયો મુને મોજી મુછાળો

ફાંકડો ને નખરાળો.

ખરો સમજે સુધારો—મારા—

મોજી-સુરભી— -૪-

અલિ લઇ લે રસઝરણી

જીવનનો લ્હાવો માણુશું

મદભર રસ મશગુલ.

શોખ અમારા પુરણુ કરવા, ધરજો નીત રીત નવેલી.

મોટર ગાડી ટ્રામ સજાવી, ફરીશ થઇ અલબેલી—અલિ

આકાશને પાતાળ સલુણી, હરનિશ એક કરીશું.

એરોપ્લેનમાં સંગે જાશું, હનિમૂન ઉજવીશું—અલિ.

સનાતન—આર્યા—　　-૫-

Love love oh my dear

( લવ લવ ઓ માઇ ડિઅર )

to love is very good

( ટુ લવ ઇઝ વેરી ગુડ )

Making hearts full of pleasures

( મેઇકિંગ હાર્ટસ ફુલ આફ પ્લેઝર્સ )

is the final mood.

( ઇઝ ધિ ફાઇનલ મૂડ )

..........................................................................................

ત્હમે હૃદય અમારાં જીત્યાં

કામીનીઓનાં કુણા કાળજાં વિંધ્યાં.

Well done oh my rosy

( વેલ ડન ઓ માઇ રોઝી )

may God make you happy.

( મે ગૉડ મેઇક યુ હેપી )

Making hearts full of pleasures.

( મેઇકિંગ હાર્ટસ ફુલ આફ પ્લેઝર્સ )

is the final mood

( ઈઝ ધિ ફાઈનલ મૂડ )

પ્રભા – સખીઓ:— –૬–

સંસાર અસારમાં સાર રૂપે, રમણીય રત્ન નારી કહો.
હૃદયે સુપિયુષની ધારક એ. કલ્લોલ કરંતી ભારી અહો.
મુખનાં મધુરાં સુહાસ્ય વડે, પ્રોલોક ડોલે શુભ ભાવધરી.
વિશ્રાંતિ દિવ્ય પ્રસારક એ, જીવન પ્રફુલ્લિત કર કહો.

જીવન પથે છાયા રૂડી રામા રત્ન મનાય.
સંસાર પાર ઉતારવા સન્નૌકા એક ગણાય.

પ્રેરણા ઉત્સાહના ઝરણરૂપે જીવન નવ દાયક શાણી કહો.
સન્માન આત્મશુદ્ધિનું ઉચ્ચ સ્થાન એ કીર્તિકારી રહો.

પ્રભાવ:— –૭–

ગરજે (૨) હિંદવીરા સંગ્રામ.
સત્ય અહિંસાના.
સરજે (૨) આત્મશુદ્ધિ સન્માન
દિવ્ય પ્રભુતાના.

સ્વાર્પણ રત્ન શું દિવ્ય એ ધાર્યું
સ્વાતંત્ર્ય પથને કાજ દિપાવ્યું
અર્પણ કીધું સઉ તેં મૂકી માન.......-ગરજે-
સ્વાતંત્ર્ય યજ્ઞની વેદી પ્રજવળશે.
કંઈક ભગીની બળિ થઈ પડશે.
સર્વત્ર જયજયકાર શબ્દોગાન....ગરજે-

મોજી-આર્યા-સુરભી— -૮-

રઢિઆળી મ્હારી આ તારો રમાડી
ગુલાબી ગાલ મારા સુહાવ.
ધૂળ ઘાલી અનાડી આ તારી બગાડી
બુદ્ધિનો તેં કીધો લીલામ.
પૂણ્ય કીધાં પુરાં તેં મારી દિલદાર
તને મળ્યો તે પુણ્યે આવો ભરથાર.
ડુબી મરને ઓ ડોસલા ધિક તારો અવતાર
તારી પુત્રી સમ બાળાને સંબોધે દિલદાર.
હુવે એજ જમાનો નહિ સમજે ગમાર.......રઢિ—

———

# અંક ૨ જો.

પ્રભા૦:— —૯—

જન્મ્યા જગમાં સર્વ સરખા ન ગર્વ કરો અધિકાર તણો.
એક પિતાના બાળક સરવે, ન ઉંચ કે નીચનો ભાવ ધરો.
રંકો બિચારા બાપડાને ના પીડો તમે અધિકારી.
મુગાં નિર્દોષ એ ઢોરને ભુંડા, ન સોટો બતાવો જુલ્મ તણો.
હુંકારથી પડતા નમી એ થરથરે તમ નામ સુણી
ટુંકી બુદ્ધિના સાધુને બાપુ ના હાઉ બતાવો નેત્ર તણો.

મો૦જી૦:— —૧૦—

લાલ પાણી ભુંસા જગમાં ન જોડી તહારી.
દેવો અને દાનવ સહુ તુજ કાજ અથડી પડ્યા.
ધરી હસ્તમાં હથિઆર અમૃતસાર મન ઇચ્છી રહ્યા.
ભગવાન બન્યા બૈરી તુજ કાજ લટકાળી
મહેફીલ અને મિજલસમહીં તુજ સાહેબી સોહી રહે.
નવ નૃત્ય ગાન સુતાનથી જન માન સૌ ભૂલી કહે.
ધરો એક પ્યાલી પરવા જીવનતણી વિસારી

બ્રાંડી બીર વ્હિસ્કી લીકર શરાબ દારૂ બેવડો.
ધીસ્ટાસે કવીન વિલસન બિહાઈવ, બોટલ ધરી
મુખથી લીઓ.
જપા દિવ્ય નામ રૂડાં મળે મોક્ષ સુખદાયી

સુરબા: — -૧૧-

બંસી, બંસી બજાવો દિનરેણુ કાંના વહાલા બંસી
બજાવો દિનરેણુ.
કુંજ નિકુંજમાં મધુવન ભમતી ઘેલી આ ગોપી તમકાજ
નંદન વનના માલીડા રૂડા મળી ગયા મહારાજ
શરદ પુનેમની રાતડી ચંદ્ર ખીલ્યો આકાશ
રાસ રમું રસ ઘેલડી કા’ન સંગ રળિઆત
હૈડાંના હેત મારાં હૈડે વરસીઆં
પીઓ પીઓ ધરી વહાલ
મદભર માનુનીના મદડાં સમાવવા
આવો મદન મહારાજ—બંસી.

પ્રભા -૧૨-

શાણા નવ કરશો કંઇ શોક.

ઘનઘોર ઘટામાં અર્ક છુપાયો, રત્ન છુપ્યાં અશોક.

ભાનુ ઉજાશે ઘન વીખરાતાં (ત્યમ) રત્ન દીપે દિન કોક

સજ્જન સુખદુઃખો સમ ગણતા વિપાદિ ધૈર્ય ધરે સંતોષ

દૈવેચ્છા શિર નામી સુહાવે એવા વીરલા કોક—શાણા.

આર્યાઃ— -૧૩-

ભૂલે ભાનને સાન સહુ માન ગુમાવે.

જન ખીલતી યુવાનીના બ્હારમાં.

ચઢે ચકડોળે મન હીંચકા ખાતું, અંતર વિહ્વલ થાય છે.

કર્તવ્ય નિજનું ઉંચું તે મૂકતાં યૌવન ઝોલાં ખાય છે!

મળ્યો એકાંતને મદભર જુવાની અગ્નિ પાસે ઘી

પીગળી જાય છે.

હંસ કાગડી પરે કાગડો હંસીપે પળમાં ગુલતાન

બની જાય છે.

મોજી-સુરભિ:— -૧૪-

જરી ઠુમકે નચવના નેન તું સુરભી નયના દુ:ખી જાશે.
ભલી ભોળીને ના ભરમાવો, ભરોસે ગઇ છું હારી.
વ્હાલમ તારા વેણે વેચાણી, તનમન જીવન હારી—
કુણા જીગરની આશડી પુરી, આશીષ તુજની ધારૂં.
સ્વર્ગ મૃત્યુ પાતાળ સલુણી. તુજ ચરણમાં ધારૂં—
વેણ વ્હાલમા ના વરસાવો જીભલડી દુ:ખી જાશે.
ઠાકણસી કહે લાખ એલાખો ખોસ્સે કોડી ન ભાસે—
કેમ ભૂલી તું ભાન અલિઓ, જગ ધન સઘળું કોનું.
મોજી મુખથી શબ્દ નીકળતાં આભથી વરસે સોનું—

પ્રભા:— -૧૫-

ચેત ચેતરે મુસાફીર ચેતી લે.
તારૂં જીવન નાવ સમાલી લે.

તિમિર ભર્યું સાગર સંસારે, સુકાન જરી ચસવા નહિ દે.
ભારે તિમિંગલ મારે પછાડા, ધરી ધીર વહાણ ચલાવી લે.

ચેત—

કર્તવ્ય ભૂલી ધ્યેયને ચૂકી ખડક પરે ના પછાડી દે.
ગાબડું પડતાં પાણી ભરાતાં ઇશ કૃપા ન ગુમાવી તું દે.

ચેત—

---

# અંક ૩ જો.

**પ્રભા—** -૧૬-

વશ્યાં છે સ્વર્ગ મૃત્યુ અહીં, જીવન કર્તવ્યમાં આજે.
તજ્યાં જ્યાં સ્વાર્થ દુઃખો સહી, જીવન કર્તવ્યમાં આજે.
કુણા અંતર તણા આશીષ ગ્રહી લે હિંદ વીરા તું.
પડી જ્યાં માતની હાકલ સુણીલે હિંદ વીરા તું.
ચહી બંધુ તણું કલ્યાણ, દીએ સર્વસ્વનિજ બળિદાન
ખરા તે વીર લે સન્માન ગણાતા અન્યસમ પાષાણ—

**મોજી-સુરભી—** -૧૭-

મોજી તારી મોજ ગઇ ધરાઇરે ઓ મોજી મારા.
સુરભી તારી સુરભીએ અકળાયોરે ઓ સુરભી મારી.

બ્રૉડ ગેજ ને મિટર ગેજમાં મેલ ઍક્સપ્રેસ મઝા ચાખી.
આટલાંટિકને પેસિફિકમાં, સ્ટીમર લોંચો હાંકી રે.
ન્યાગરાનો ધોધ સમો તુજ પ્રેમ ધોધ સંભારે.
હિમાલયના આઇસ સમું તુજ ઠંડુ કલેજુ મારે–રે.
બાકી રહ્યું અમરાવતી જોવું, ઈંદ્રાણી થવા આશા.
ઈંદ્ર બની અપ્સરા નચાવવા છેલ્લા નાખું પાશા રે—

મોજી-સુરભીઃ— -૧૮-

ચલ જા નીકળ તું બહાર અહીંથી રાંડ હવે.
નથી તુજ કામ મને.

બનાવ્યું ખાંજરૂં ઘર માહરૂં મેલું બનાવ્યું.
મોજો કરવી કઇ કઇ રીતે મોજી તેં બતાવ્યું.
જીવન મારૂં બગાડયું.

યૌવન મસ્ત હું માનીની, યૌવન હેતી બ્હાર.
મૂક પુળો એ યૌવને, મુખડું તારૂં બાળ.
ડુબી મર કાચલીમાં કુતરી વિષ્ટા તેં ખાધી.
ન મારો વેણ બાણો વ્હાલમા શરમાઇ જાતી.
પડું પગ આપો માફી.

કોમીક બધાઃ— -૧૯-

હજારો ઉંડા ખાડા કૂદી બીલ્લી હજ કરવા ચાલી.
સદ્‌બુદ્ધિ જ્યારે સૂઝી ત્યારે હજ કરવા ચાલી.

બહુ બહુ જોયું બહુ બહુ ખોયું ના અચળ હો સ્થાન મેં જોયું.
પરિવર્તનનો સમય જો સાંધ્યો નહિ ખોયું બહુ જોયું.

મોજી તણી મોજો મહીં સદ્‌બુદ્ધિ હું ભૂલી ગઇ.
બંસી તણી બંસી મહીં તનભાન હું ભૂલી ગઇ.
ગૌરવ અને સન્માનનું ઉચ્ચ સ્થાન પણ ભુલીજ એ.
સુધરી ગઇ સુરભી હવે એ પણ જમાનાના રંગ છે.

પ્રભા૦:— -૨૦-

અમૂલાં આત્મશુદ્ધિના મૂલ
જીવન પર પાડે પ્રભાએ અતુલ.

કૃષ્ણવર્ણી એ કોલસો ભાસે નીવડે રત્ન અમૂલ.
રૂપ પરિવર્તન જ્યાં થાતું પાડી પહેલ પ્રફુલ્લ-અમૂલાં.
વાગે ઠોકર આવે સમજણ દુ:બુદ્ધિ કરે નિર્મૂળ
જીવન તુચ્છ અમોલું થાતું ઇશ કૃપા ભરપુર-અમૂલાં.

સુરભી:— -૨૧-

વિષયમાં અંધ બની તજતા શુદ્ધ ભાવનાને
દિપક ધરી સ્વહસ્તે, પડતા ઉંડા કુપ માંહે.
તજી વિવેક બુદ્ધિ પાત્ર ના જોતા કદાપી
ગુમાવી આત્મશુદ્ધિ ભોગમાં રહેતા રાચી,
ગુમાવી જીવન એળે અંતે તે પસ્તાય પુન-વિષયમાં-
જીવો જીવન રૂડું ભવિષ્યમાં દ્રષ્ટાંત બને
લઈને લ્હાણુ રૂડી ભારતી કલ્યાણુ કરે.
પરિવર્તન થકી જગમાં મળે શુભ નામનારે-વિષયમાં-

## સમાપ્ત.



સ્વચ્છ અને મનપસંદ પીણાઓથી
પ્રખ્યાત થએલા

# હજુરી એન્ડ સન્સ

—: ની :—

સોડા ફેક્ટરીમાં માલેકોની ખાસ જાતી દેખરેખ હેઠળ તૈયાર થતાં લહેજતદાર પીણાઓ, વીમટો, ઓરેન્જ ચેમ્પીયન, કોલા ચેમ્પીયન, ઓરેન્જ ક્રશ, લેમન ક્રશ, લાઇમ ક્રશ, પીક-મી-અપ થર્સ્ટી, વીટોસો, વીગેરે ટુંક વખતમાં લોકોની બેહદ પસંદગી પામ્યા છે. તેથીજ દરેક આબરૂદાર વેપારીઓ, હોટલવાલાઓ હજુરીના પીણાઓ વેચે છે. માટે અમારાજ પીણાઓ વાપરવા ખાસ ભલામણ કરીએ છીએ લગ્નમંડપ અગર પારટીના ન્હાના મ્હોટા ઓર્ડરો તરત બજાવવામાં આવશે.

**હજુરી એન્ડ સન્સ**

સોડા વોટર ફેક્ટરી,

ઠે૦ ઝાંપાબજાર, સુરત.